ત્યાગવીર

# પંડિત મોતીલાલ નેહરૂ



પ્રકાશક
ચરોતર એજ્યુકેશન સોસાયટી
આણંદ

ત્યાગવીર

# પંડિત મોતીલાલ નેહરુ

લેખક
રસૂલભાઇ ન. વહોરા

પ્રકાશક
ચરોતર એજ્યુકેશન સોસાયટી,
આણંદ

પ્રકાશક
આશાભાઇ નરસિંહભાઇ પટેલ
મંત્રી, ચરોતર એજ્યુકેશન સોસાયટી,
આણંદ

આવૃત્તિ પહેલી : નકલ ૧૧૦૦ : સને ૧૯૪૦

કિંમત ૦—૨—૦

મોતીભાઇ મથુરભાઇ પટેલ
ચરોતર પ્રિન્ટિંગ પ્રેસ,
આણંદ

# નિવેદન

કિશોર ચરિત્રમાળાના પહેલા ગુચ્છ તરીકે બાર પરદેશી અર્વાચીન મહાજનોનાં ચરિત્ર પ્રકટ કર્યાં ત્યારે માળાના આદ્ય પ્રેરક પૂજ્ય સ્વ. મોતીભાઇ સાહેબે જાહેર કર્યું હતું કે પહેલા ગુચ્છનો પ્રયાસ સફળ નીવડયે ગુજરાતના બાર મહાજનોનું બીજું ગુચ્છ પ્રકટ કરવામાં આવશે. પહેલું ગુચ્છ બે ત્રણ વર્ષમાં ખલાસ થઇ ગયું એટલે મળેલી સફળતાથી ગત વર્ષે તેની બીજી આવૃત્તિ તેમજ ગુજરાતના વિદેહી મહાજનોનું બીજું ગુચ્છ પણ પ્રકટ કર્યું હતું. આ બીજું ગુચ્છ પણ એકજ વર્ષમાં ખલાસ થઇ જવાથી તેની બીજી આવૃત્તિ પ્રકટ કરવાનું વિચારાય છે. આમ ઉત્તરોત્તર મળતા સત્કારથી આનંદ પામી બાર હિન્દી મહાજનોનું આ ત્રીજું ગુચ્છ પ્રકટ કરવામાં આવે છે.

પહેલાં બંને ગુચ્છ વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળે તેમજ રાજ્યનાં જુદાં જુદાં મહાલ પુસ્તકાલય મંડળોએ શિષ્ટવાચનની પરીક્ષા માટે પસંદ કર્યાં છે. વળી વડોદરા રાજ્યના કેળવણી ખાતાએ પણ રાજ્યની પ્રાથમિક શાળાઓના ૭મા વર્ગ માટે વિશેષ વાચન તરીકે પહેલું ગુચ્છ વાપરવા ભલામણ કરી છે એટલે આ માળા લખાવી પ્રકટ કરવાનો પૂજ્ય સ્વ. મોતીભાઇ સાહેબનો શરૂ કરેલો પ્રયાસ ઘણોજ ફતેહમંદ થયો છે.

ઉછરતી વયે મળતી વાચનસામગ્રીથી ચારિત્ર ઘડાય છે એટલે જ કિશોર વયના વિદ્યાર્થીઓના હાથમાં પ્રેરણા આપે તેવા સળંગ

જીવન પ્રસંગો મૂકવામાં આવે તો તેમના ચારિત્રના ઘડતરમાં તે મોટો ભાગ ભજવી શકે. આ દૃષ્ટિએ પ્રથમનાં બન્ને ગુચ્છ ઘણાં ઉપયોગી નીવડ્યાં છે અને વખણાયાં છે. તે મુજબ આ ત્રીજું ગુચ્છ પણ ઉપયોગી નીવડશે એમાં શંકા નથી. માટેજ પહેલા બે ગુચ્છના લેખક ભાઇ રસૂલભાઈ વહોરાએ કિશોર ચરિત્રમાળાના ત્રીજા ગુચ્છ તરીકે તૈયાર કરેલાં હિન્દના સુપ્રસિદ્ધ બાર વિદેહી મહાજનો (૧) રાજા રામમોહનરાય, (૨) ઇશ્વરચન્દ્ર વિદ્યાસાગર, (૩) મહાદેવ ગોવિંદ રાનડે, (૪) સર ફિરોજશાહ મહેતા, (૫) સર સુરેન્દ્રનાથ બેનરજી (૬) લોકમાન્ય બાલગંગાધર ટિળક, (૭) સ્વામી શ્રદ્ધાનંદ (૮) સર જગદીશચન્દ્ર બોઝ, (૯) પંડિત મોતીલાલ નેહરૂ, (૧૦) લાલા લાજપતરાય, (૧૧) ગોપાળ કૃષ્ણ ગોખલે અને (૧૨) દેશબંધુ દાસનાં જીવનચરિત્ર ચરોતર એજ્યુકેશન સોસાયટીએ નફાની આશા વિના તેમજ નહિ જેવું મહેનતાણું આપીને ચોરવાડનિવાસી શેઠશ્રી જીવનલાલ મોતીચંદ શાહે સોંપેલા ગુજરાત બાળકેળવણી ટ્રસ્ટફંડમાંથી પ્રકટ કરવાનું યોગ્ય ધાર્યું છે. આશા છે કે સાંપ્રત ભારતના ઘડતરમાં અગત્યનો ફાળો આપનાર હિન્દી વિદેહી મહાજનોના આ ત્રીજા ગુચ્છને પહેલા બે ગુચ્છની માફક સત્કાર મળશે.

વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળના સહમંત્રી ભાઇ નાજુકલાલ નંદલાલ ચોકસીએ પહેલાં બે ગુચ્છની માફક આ ત્રીજા ગુચ્છને તૈયાર કરાવી પ્રકટ કરવામાં સેવાભાવે જે મદદ આપી છે તે બદલ તેમનો આભાર માનું છું અને આશા રાખું છું કે ગુજરાતના કિશોરો ને કુમારો પહેલા બે ગુચ્છની માફક આ ગુચ્છનો પણ પૂરેપૂરો લાભ લેશે.

પૂના
તા. ૧૭–૨–'૪૦

ભાઇલાલ શંકરભાઈ પટેલ
અધ્યક્ષ, ચરોતર એજ્યુકેશન સોસાયટી



ત્યાગવીર

**પંડિત મોતીલાલ નેહરૂ**

જન્મ
તા. ૬ : ૫ : ૧૮૬૧

મૃત્યુ
તા. ૬ : ૨ : ૧૯૩૧

# પરિચય

રાજાને ત્યાં જન્મેલા સિદ્ધાર્થને પૂરેપૂરા સુખમાં ઉછેરવા છતાં અકસ્માત જણાઇ આવેલા દુઃખના બે ત્રણ પ્રસંગોથી તેમના જીવનમાં ઉત્ક્રાન્તિ થઇ ને પરિણામે અહિંસાનો બોધ આપતા ગૌતમ બુદ્ધનો લાભ જગતને મળ્યો. એ ખરું છે કે માનવીના જીવનમાં ક્યારે પલટો આવશે એ કહી શકાય નહિ. આજે જે રાજમહેલાતોમાં સુખ માણે છે ને જગતનાં દુઃખ ને દર્દ પ્રત્યે ઉદાસીનતા સેવે છે તે ક્યારે જગતનાં દર્દ દૂર કરવા કમર કસશે તે કોણ કહી શકે? બહારથી દેખાતા એ જીવનની ભીતરમાં અણદીઠી અને અણકલ્પી શી શી છૂપી ગડમથલો થતી હશે તે કોણ જણાવી શકે? માનવીના જીવનમાં એવી એક ઘડી આવે છે કે સાધારણ પ્રસંગ પણ હૃદયના મર્મ ભાગને ઊંડી અસર પહોંચાડે છે, ને માનવીનું જીવન એકદમ બદલાઇ જાય છે. અમીરીમાંથી ફકીરી સ્વીકારનાર પંડિત મોતીલાલ નેહરૂ પણ એવા એક હિન્દી મહાજન છે.

પોલિસ ખાતામાં નોકરી કરતા પિતાને ત્યાં જન્મેલા મોતીલાલજીની નાનપણમાં અટકચાળા ને તોફાની તરીકે શાખ હતી. મશ્કરી કરનાર અંગ્રેજ છોકરાના નાનપણમાં કાન કરડનાર મોતીલાલજી કૉલેજમાં તોફાની ટોળીના આગેવાન ગણાતા. મોટા થતાં એ તોફાની વૃત્તિ સારાં કાર્યમાં પરિણમી દેશને લાભરૂપ થઇ પડી. તોફાની વૃત્તિમાં એક એવા પ્રકારનો થનથનાટ છે કે તેને દાબી દેવા કરતાં જો યોગ્ય માર્ગે વાળવામાં આવે તો જગતને તે લાભદાયી થઇ પડે. નાનપણની એ ઉધમાટ ભરી વૃત્તિ વકીલ થતાં પૈસા કમાવામાં વળી. એટલે ખૂબ ખૂબ પૈસા કમાયા ને સાથે સાથે ખૂબ એશઆરામ પણ ભોગવ્યો.

નાનપણથીજ પોતાની જાતને ઊંચી ને ગૌરવભરી માનનાર, સચોટ બોલી શકનાર, બાદશાહી ઢબે રહેનાર, ઝાઝું ન બોલતાં ટૂંકમાં મુદ્દાસર કહેનાર, પાશ્ચાત્ય રીતભાત ને પાશ્ચાત્ય પોશાકથી મોહ પામી તે ઢબે રહેનાર, પાશ્ચાત્ય વાતાવરણમાં ઉછેરવા પુત્રને યુરોપમાં ભણવા મોકલનાર વકીલ મોતીલાલજીનો જીવનપલટો ખરેખર આશ્ચર્ય ઉપજાવે તેવો છે.

કાળા કાયદાથી અને જલિયાનવાલા બાગના હત્યાકાંડથી તેમજ મહાત્મા ગાંધીજીના હિન્દી રાજકીય વાતાવરણમાં પ્રવેશ કરવાથી આખાયે ભારતમાં જે નવચેતન પ્રકટ્યું તેની અસર વિનીત પક્ષની રાજનીતિમાં માનનાર મોતીલાલજીને પણ થઇ અને કીમતી પરદેશી કપડાંની હોળી કરી મોતીલાલજીએ ખાદી પહેરી જેલજીવનની શરૂઆત ઘર આગળથી કરવા માંડી. વિલાયત ગયા છતાં પ્રાયશ્ચિત્ત ન કરતાં જ્ઞાતિના બે ભાગ પાડનાર, મહાસભાનો સંદેશો જનતામાં પ્રચાર કરવા 'ઇન્ડીપેન્ડન્ટ' દૈનિક શરૂ કરનાર ને લાખોની વાર્ષિક આવકવાળી વકીલાત છોડી સાદું જીવન સ્વેચ્છાથી સ્વીકારનાર, ધારાસભાના બહિષ્કારના યુગમાં ધારાસભામાં દાખલ થવા માટે સ્વરાજ પક્ષ

સ્થાપવાની હિમ્મત કરનાર અને ધારાસભામાં સરકારને લડત આપવા છતાં સ્વરાજ્ય પક્ષની કાર્યપ્રણાલી માટે અંગ્રેજોની પ્રશંસા મેળવનાર, હિન્દુસ્થાનના રાજ્યબંધારણ માટે 'નેહરૂ રીપોર્ટ' ઘડનાર, મહાસભાની કચેરી માટે પોતાના બાદશાહી આનંદ ભવનને દેશને ચરણે ધરનાર ને બબ્બે વખત મહાસભાના કાંટાળા પ્રમુખપદનો ભાર સહન કરનાર મોતીલાલજી ખરેખર પ્રભાવશાળી ને સચોટ વક્તા હતા.

હિન્દની સ્વરાજ્યની લડતના એક સ્તંભ ગણાતા મોતીલાલજીનું આ ટૂંક જીવન વાંચવાથી નેહરૂ કુટુમ્બનો આછો પરિચય થયા પછી તેમના નિત્યયુવાન જગવિખ્યાત પુત્ર અને યુવકોના લાડીલા જવાહરલાલજીએ લખેલી આત્મકથા વાંચવામાં આવશે તો ભારતની સ્વતંત્રતાની લડતમાં નેહરૂ કુટુમ્બે આપેલો અમૂલ્ય ફાળો અને બતાવેલો ત્યાગ સહેજે જણાઇ આવશે. આશા છે કે આવા એક નીડર, ત્યાગી વીર્યવાન મહાજનના જીવનમાંથી યુવકો પોતાના જીવનમાં સ્વદેશગૌરવ, ગરીબો પ્રત્યે પ્રેમ અને પોતાના અભિપ્રાય જાહેર કરવાની નૈતિક હિમ્મત કેળવશે ને ભારતના અભ્યુદય માટે યથાશક્તિ પ્રયત્ન કરશે.

ચરોતર એજ્યુકેશન સોસાયટી,
આણંદ, તા. ૪-૨-'૪૦

**આશાભાઇ નરસિંહભાઇ પટેલ**
મંત્રી, ચ. એ. સોસાયટી

# જન્મ

અહાહા! શી સુંદર ભૂમિ! કાશ્મીર એટલે પૃથ્વી ઉપરનું સ્વર્ગ! એ સ્વર્ગભૂમિમાં વસનાર લોકો કાશ્મીરી કહેવાય છે. ત્યાં બે ધર્મના લોક વસે છે. હિંદુ અને મુસલમાન.

હિંદુ કાશ્મીરીઓમાં પંડિત ગંગાધરજી નેહરૂ થઇ ગયા. જ્ઞાતિમાં એમનાં માનમોભો સારાં હતાં. આગેવાન મુખી જે કહો તે એ. અંગ્રેજી પોલિસખાતાના એ એક અમલદાર હતા.

સરકાર પણ એમના ઉપર ખુશ ખુશ રહે. ગમે તેવું મુશ્કેલીવાળું કામ હોય ત્યાં પંડિત ગંગાધરજી નેહરૂ જાય એટલે ફટ ફેંસલો આવી જાય.

પોલિસખાતું પણ આખું એમનાથી વશ થઇ ગએલું. સરકારે એમનું કામ જોઇને એમને દિલ્હીમાં કોટવાળ પદ ઉપર નીમ્યા. એમણે ચોર, લૂંટારા, ડાકુ સૌને જેર કર્યા. સરકારમાં એમનું કામ ખૂબ વખણાયું.

પંડિત ગંગાધરને ત્રણ પુત્રો: નંદલાલ, બંસીધર ને મોતીલાલ.

ઇ. સ. ૧૮૬૧માં પંડિત ગંગાધરજી મૃત્યુ પામ્યા. એમના મરણ પછી ચાર મહિને મોતીલાલજીનો જન્મ ફેબ્રુઆરી ૧૮૬૧માં થયો.

જેણે પિતાનું મોં પણ જોયું નહોતું તે, ને જે આગળ જતાં હિંદનો હીરો નીવડ્યા તે, આ જ પંડિત મોતીલાલજી.



## ૨

## ભણતર ને ધંધો

પંડિત નંદલાલજી વકીલાત કરતા હતા. વકીલાતમાં આવક પણ સારી હતી. પિતાના મૃત્યુ બાદ ઘરનો તમામ કારભાર એ કરતા. બીજા ભાઇ બંસીધર એ જડજ હતા.

નાનકડા મોતીલાલજી માતાના ખોળામાં ઉછરીને મોટા થયા.

મોતીલાલજીને નાનપણથી જ બાળકોના નાયક થવાનું ગમે. શેરીનાં છોકરાંને એકઠાં કરે. ને પોતે રૂવાબભેર હૂકમ કરે. સૌ છોકરાં એ કહે તેમ જ કરે.

હમેશાં એ પોતાની જાતને ઊંચી ને ગૌરવભરી માનતા. આપણે કાળા-હિંદીઓ શું કરવાના? આપણું બળ શું? એવી નમાલી વાત કદી જ એમને મન આવી નથી. એ તો હિંદીઓને અને પોતાને પણ પ્રભાવશાળી માનતા.

પ્રસંગ આવ્યે પોતાની હિંમત અને બળની ખાતરી કરાવતા. નાતાલના દિવસોમાં અંગ્રેજો અને અર્ધગોરાઓનો એક ઉત્સવ અલ્લાહાબાદમાં ઉજવાયો હતો. લોકો ત્યાં મજાના ખેલ કરે.

મોતીલાલજી એ ઉત્સવ જોવા ગયેલા.

લોકોનું ટોળું પણ ખૂબ. લોકો ગોઠવેલી ખુરસીઓ, ટેબલો એના ઉપર બેસવાને બદલે ઊભા થઈને જુએ. ખૂબ ધમાલ મચેલી.

પોતે બાળક હતા. જ્યાં મોટા માણસો પણ ઊભા રહીને જુએ, ત્યાં નાનાં છોકરાંનું તે શું ગજું? એ તો એક તરફ ઊભેલા. પાછળથી એક અંગ્રેજ છોકરો આવ્યો. છોકરો તો જાડો ને જબરો હતો, મોટો ને કદાવર દેખાતો હતો.

એ નવા આવેલા અંગ્રેજ છોકરાએ મોતીલાલજીને ધક્કો માર્યો. મોતીલાલજી તો પડ્યા ખુરસી નીચે. થોડું ઘણું વાગ્યું પણ ખરું. પેલો અંગ્રેજ છોકરો તો ખડખડ હસ્યો.

મોતીલાલજી ઊઠ્યા. આમતેમ જોયું. પેલા અંગ્રેજ છોકરાની પાછળ એક ટેબલ ખાલી હતું, એ ટેબલ ઉપર મોતીલાલજી ચઢ્યા.

પેલો અંગ્રેજ છોકરો એમના સામે જોઈને મશ્કરી કરતો હસવા લાગ્યો. મોતીલાલજીએ ઝટ નમીને એનો કાન મોંમાં ઘાલી દીધો ને એવું બચકું ભર્યું કે અર્ધો કાન કરડાઈ ગયો. લોહીની ધારો છૂટી.

અંગ્રેજ છોકરાએ તો એની બોલીમાં "કાળા માણસે

કાન કરડ્યો! કાન કરડ્યો! કાન કરડ્યો!" એમ બૂમ મારવા માંડી. એ તો બૂમ મારતો મારતો ઘેર દોડી ગયો. મોતીલાલજીએ પાછો બોલાવ્યો ને કહ્યું કે "અલ્યા, પાછો આવ, પાછો આવ, લે ખેલ દેખાડું!" પણ પેલાની શી હિંમત તે પાછો આવે!

પછી તો એ અંગ્રેજ છોકરો જ્યારે જ્યારે મોતીલાલજીને જુએ ત્યારે ત્યારે દોટ મૂકીને ભાગી જ જાય. જબરા એ મોતીલાલ!

૧૨ વરસની ઉમ્મર થતા સુધી ઘેર જ ભણ્યા. ફારસી અને અરબી. એ બંને ભાષાઓનો અભ્યાસ પૂરો થયો, એટલે આગળના અભ્યાસ માટે મોતીલાલ કાનપુર ગયા. કાનપુરમાં મોટાભાઇ વકીલાત કરે.

અહીં એમની બુદ્ધિ ને ચતુરાઇ વખણાયાં. એકેએક પરીક્ષા સારા નંબરે પાસ કરી. હેડમાસ્તરે ભવિષ્ય ભાખ્યું કે "આ છોકરો આગળ જતાં નામના કાઢશે."

ફૂટબોલ, હૉકી, ટેનિસ વગેરે રમતોમાં ઇનામ જીતી વિદ્યાર્થી અવસ્થામાં નામના મેળવતા પણ ખરા! વળી નિબંધ, કવિતા કે બીજા કોઇ પણ વિષય ઉપર બોલવાનું હોય તો તે સચોટ બોલી શકતા.

કૉલેજના અભ્યાસ માટે મોતીલાલજી અલ્લાહાબાદ ગયા. અહીંનો વિદ્વાન પ્રિન્સિપાલ મિ. હૅરિસન તો મોતીલાલની ભાષણ કરવાની રીતથી એટલો બધો અંજાઇ ગયો કે એણે તો મોતીલાલજીનાં વખાણ જ કરવા માંડયાં.

બી. એ.ની પરીક્ષા થવાની હતી તેવામાં મોતીલાલ માંદા પડયા. ભાઇને અને બીજાં સંબંધીઓને ખૂબ દુઃખ થયું, પણ શું કરે? પરીક્ષામાં ન બેસાયું.

એકાદ વરસ નકામું ગયું. 'હાઇકોર્ટ વકીલ' એ નામની પરીક્ષા થતી હતી. તે પરીક્ષા આપી મોતીલાલ ઇ. સ. ૧૮૮૬માં વકીલ થયા.

મોટાભાઇના ખોળામાં ઉછરીને ખૂબ સરસ અભ્યાસ કરી વકીલ થનાર, ને પાછળથી દેશની વકીલાત કરવા ઝૂકી પડનાર મોતીલાલજીને ધન્ય છે!



૩

## વકીલાતમાં વિજય

મોટાભાઇ નંદલાલ કાનપુરમાં વકીલાત કરતા હતા. તેમની સાથેજ મોતીલાલે વકીલાત શરૂ કરી. ભાઇની ભારે લાગવગ, ઓળખાણ પીછાણ; એટલે વકીલાત ખૂબ વખણાઇ.

નંદલાલજીને લાગ્યું કે હવે મોતીલાલ વકીલાતના કામમાં પાવરધા થઇ ગયા છે ત્યારે પોતે અલ્લાહાબાદ હાઇકોર્ટમાં વકીલાત કરવા ગયા.

થોડો વખત થયાં મોતીલાલ પણ હાઇકોર્ટમાં અનુભવ

લેવા અલ્લાહાબાદ આવી મીરજગંજ મહોલ્લામાં વસ્યા. એવામાં ૧૮૮૯ના એપ્રિલમાં નંદલાલજીનું મૃત્યુ થયું. મોતીલાલજીને અપાર સંતાપ થયો. ભાઈઓની ઓથ ગઈ. ઘરનો કારભાર, કચેરીની વ્યવસ્થા બધાનો ભાર એમનેજ માથે આવી પડ્યો.

ધીર માણસો સંકટ આવે, દુઃખ પડે તે વખતે ઓછા ગભરાઈ જાય. એ તો ઈશ્વિર ઉપર ભરોસો રાખી પોતાનું કામ–પોતાની ફરજ બજાવ્યે જાય. મોતીલાલજીએ પણ એમજ કર્યું.

થોડા વખતમાં અલ્લાહાબાદ હાઈકોર્ટના વકીલોમાં મોતીલાલજી પ્રથમ નંબરે પંકાયા.

અલ્લાહાબાદમાં ઘણો વખત રહ્યા. એહીં આપણા યુવાનોને ઘણા વહાલા જવાહરનો જન્મ સન ૧૮૮૯ના નવેમ્બરની ૧૪મી તારીખે થયો.

પુત્રના જન્મથી મિત્રોએ અવનવી ભેટો મોકલી. ખૂબ ખૂબ આનંદ-ઉત્સવ ઉજવાયા.

વકીલાતમાં માસિક બે અઢી હજારની આવક થઈ. ઘરનો કારભાર પૂરેપૂરો બાદશાહી ઢબે ચાલવા લાગ્યો. અલ્લાહાબાદમાં એક પ્રયાગવાલજી કરીને પૈસાપાત્ર રહે. એના ઉપર એકી સાથે સાત ગુના લાગુ પાડીને એક દુશ્મને કચેરીમાં આણેલો. સાત સાત ગુના: આમાંથી એને કોણ બચાવે?

કોઈ વકીલે કેસ હાથમાં ન લીધો. બિચારો થાકયો. મોતીલાલજીને ઓટલે ચઢ્યો.

મોતીલાલજી મિત્રો સાથે અટ્ટહાસ્ય કરતા બેઠા હતા. સૌ સાથે એમણે પ્રયાગવાલજીને બેસાડ્યા.

"કહો, કેમ આવવું થયું?" મોતીલાલે શાંતિથી પૂછ્યું.

પ્રયાગવાલજીએ રડતાં રડતાં પણ બન્યું હતું તે બધું કહી સંભળાવ્યું.

પ્રયાગવાલજી તદ્દન નિર્દોષ હતા. દુશ્મને ખોટી રીતે એને કનડગત કરી હતી.

તમામ કાગળો નજરતળે મોતીલાલે કાઢી નાખ્યા. પછી "જે તારીખે કામ ચાલે તે તારીખે મને મળજો," એમ કહી પ્રયાગવાલજીને રજા આપી.

પોતે ઝાઝું બોલતા નહિ પણ ટૂંકામાં પતાવી દેતા. સાચો જ કેસ હાથમાં લેતા. જૂઠાને જૂતી મારી હાંકી કાઢતા.

પ્રયાગવાલજીનું કામ ચાલ્યું તેમાં સાતેય જૂઠા ગુનાઓમાંથી તેમને નિર્દોષ ઠેરવ્યા.

મોતીલાલજીની વકીલાતનો આ વિજય ઠેર ઠેર પંકાયો.



૪

## કુટુંબ જીવન

દિવસે દિવસે કામ વધતું ગયું. તાલુકદારો, ઠાકોરો ને રાજા મહારાજાઓ મોતીલાલજીને આંગણે અથડાવા લાગ્યા. સરકારે એમને ન્યાયાધીશ તરીકે નીમવાની ઇચ્છા જણાવી,

પણ મોતીલાલે સાફ સાફ ના પાડી દીધી.

વાર્ષિક આવક એક લાખ ઉપરાંત થઇ ગઇ; એટલે એકાદ બંગલો ખરીદ્યો. બંગલો નદી કાંઠે હતો. હવા અજવાળાવાળો ને રહેવા યોગ્ય હતો. એને ઠીકઠાક કરાવીને ‘આનંદભવન’ નામ આપ્યું.

નાનકડો જવાહર પૈસાની રેલમછેલમાં ઊછરીને મોટો થયો.

માતા સ્વરૂપરાણી નેહરૂ સુશીલ ને શાન્ત હતાં. રામાયણ મહાભારતની કથાઓ વાંચતાં. ધાર્મિક ક્રિયાઓ મોટા જલસાથી ઉજવતાં. તેમાંય જવાહરની જન્મગાંઠ આવે ત્યારે આખુંયે ઘર સ્વર્ગસદન બની જતું. પૈસા, કીમતી વસ્તુઓ ને દાગીનાથી જવાહરની તુલા થતી. ત્રાજવાના એક પલ્લામાં જવાહર ને બીજામાં કીમતી વસ્તુઓ. આ વસ્તુઓ વહેંચવામાં આવતી. હજારો માણસો આવતાં ને જતાં.

જવાહર પાંચેક વરસનો થયો. ટેબલ ઉપર શાહીથી લખવાની બે પેનો પડેલી. મોંઘી ને કીમતી. જવાહરે બે પેનો હાથમાં લીધી. વિચાર કર્યો: ‘બાપુ બે પેનો કેમ વાપરે? એક પેન બસ છે. બીજી વધારાની શા માટે રહેવા દેવી?’ પોતે એક ઉપાડી લીધી.

સાંજ પડી. પેનની શોધાશોધ ચાલી. એકેએક નોકરની જડતી લેવાઇ. ક્યાંયથી ન મળી. છેવટે જવાહરના ખીસ્સામાંથી મળી આવી. પિતાનો પિત્તો ખસ્યો.

નાનકડા પાંચજ વર્ષના જવાહરને ખૂબ માર માર્યો. એવો માર્યો કે કેટલાય દહાડા સુધી મલમપટ્ટા કરવા પડ્યા.

માતા સ્વરૂપરાણી પ્રેમાળ હતાં. પિતા મોતીલાલજી ક્રોધી હતા.

ખરેખર આપણા સમાજમાં બને છે પણ એમજ. પિતાનું કઠોર ને માતાનું પ્રેમાળ હૈયું પ્રત્યેક બાળકને અનુભવવામાં આવે છે. પિતાઓ આટલા બધા ગુસ્સાવાળા ન થાય એમ આપણે ઇચ્છીએ.

પુત્ર જવાહરને ઘર આગળજ હોશિયાર શિક્ષકો રાખીને કેળવવામાં આવ્યા. પોતે વકીલાતના ધંધામાંથી ખૂબ કમાણી કરેલી. એ કમાણી વડે મોજશોખ પણ ખૂબ વધારેલો.

યુરોપની મુસાફરીઓ તો વારંવાર કરતા. મુસાફરીમાં પોતાના કુટુંબને પણ સાથે લેતા. પુત્રને વિલાયતની સારામાં સારી શાળામાં મોકલ્યો.

પ્રભુકૃપાએ પંડિતજીને ત્યાં છોકરાંની વેલ વધવા લાગી. બે પુત્રીઓ થઇ. એક સ્વરૂપકુમારી ને બીજી કૃષ્ણાકુમારી. પુત્રને ખૂબ ખૂબ ખર્ચ કરીને પરણાવ્યો. પુત્રવધૂ કમલા નેહરૂએ ઘર શોભાવ્યું. એ કમલા નેહરૂને પેટે એક પુત્રી થઇ તે કુમારી ઇન્દિરા નેહરૂ.



# આઝાદીનો આશક

મોતીલાલજી કાશ્મીરી બ્રાહ્મણ હતા. એમની જાતિમાં લોકો આભેડછેટને ઝાઝું માનતા નહોતા છતાં ધર્મને નામે થોડી જોહુકમી રાખતા.

પરદેશ–વિલાયત કેટલાક ગયા હતા પણ ત્યાંથી આવ્યા પછી પ્રાયશ્ચિત્ત કરી લેતા. મોતીલાલજી વિલાયત પ્રવાસ કરી આવ્યા. જ્ઞાતિજનોએ પ્રાયશ્ચિત્ત કરવાની વાત ઉપાડી. મોતીલાલજીએ ઘસીને ના પાડી. આથી કાશ્મીરી બ્રાહ્મણોમાં ભાગલા પડી ગયા. કેટલાક સુધારક બ્રાહ્મણો મોતીલાલજીની પડખે ભરાયા.

મોતીલાલજીએ સુંદર વ્યાખ્યાન આપીને ઘણાંનો મત પોતાના પક્ષમાં ફેરવ્યો. એમણે કહ્યું કે: “આજકાલ લોકો ધર્મને નામે એટલાં બધાં ધતિંગો ચલાવે છે કે ન પૂછો વાત. દેશનું ભલું ઇચ્છનારે જ્ઞાતિઓના વાડાઓમાં ભરાઇ રહેવું ન ઘટે. એણે તો સામાજિક બંધનોને લાત મારવી જોઇએ. આ યુગમાં ગુલામીનાં બંધન તોડવાનું ઉચિત હથિયાર જ્ઞાતિપક્ષના વાડાને વિખેરી નાખવાનું છે.”

એ તો આગળ વધીને કહેતા કે "લગ્નો પણ ભલે ગમે તે જ્ઞાતિઓમાં થાય."

આવા ઉચ્ચ, છતાં જ્ઞાતિના વાડાઓને ન ગમે એવા વિચારોથી જ્ઞાતિવાળાઓએ એમને જ્ઞાતિબહાર મૂકી દીધા હતા. એની એમણે જરાય પરવા કરી નહોતી.

જ્ઞાતિરૂપી ખાબોચિયાના દેડકા થવાનું એમને ન ગમ્યું. એ તો મહાસાગરના મોતીજ રહ્યા.

પોતે મોટા વકીલ હતા. કાયદાની આંટીઘૂંટી જાણતા હતા. પૈસા પેદા કરતા એટલુંજ નહિ; પણ સ્વદેશનાં દુઃખો પણ જાણતા.

ગુલામી અને પરદેશી સત્તા સામે શરૂઆતથી એમના હૃદયમાં બળતરા હતી. એમણે સ્વદેશનાં દુઃખો સામે લેખો લખીને ખૂબ પ્રચાર કર્યો હતો. પોતે અખિલ ભારતીય કોંગ્રેસ કમિટીમાં ઇ. સ. ૧૯૦૯થી સભાસદ હતા.

આ વખતે કોંગ્રેસ ઠીક ઠીક કામ કરતી હતી. સરકાર વિરુદ્ધ એક અક્ષર પણ બોલાતો નહિ. પોતાનાં દુઃખો ખૂબજ શાંતિથી ગુનેગારનો ગુનો વર્ણવ્યા વગર થોડાં-ઘણાં બહાર મૂકાતાં.

પંડિતજી સાત વર્ષ સુધી સંયુક્ત પ્રાંતની કોંગ્રેસ કમિટીમાં રહ્યા. દેશ ઘડતરમાં એમણે સુંદર ફાળો આપ્યો. એમની સેવાથી પ્રજા ખુશ થઇ ગઇ.

ઇ. સ. ૧૯૦૭માં સંયુક્ત પ્રાન્તની રાજકીય કૉન્ફરન્સ

મળી. એના પ્રમુખ મોતીલાલજી થયા.

પોતે પોતાના ભાષણુમાં કહ્યું કે "ભારતની ગુલામી હાલત પ્રતિદિન વધતીજ જાય છે. પરદેશી સત્તા પોતાના લાલ ડોળા બતાવી, અત્યાચાર કરી દબાવી રહી છે. એથી મને તો જણાય છે કે હવે આપણાં દુઃખોનો અંત વેળાસર આવશે. દુઃખ સદાય કાયમ રહેતાં નથી. સુખ અને દુઃખની જોડી છે.

"સલ્તનત જો હિંદમાં રાજ્ય કરવા માગતી હોય, તો તેણે હિંદીઓનો પ્રેમ મેળવવો જોઇએ. રાજ્ય વહિવટમાં હિંદીઓને ભાગ લેતા કરવા જોઇએ. જો સરકાર આ ટકોર નહિ સમજે તો ઘણા થોડા વખતમાં હિંદ પલટાઇ જશે. કેમકે દબાએલી પ્રજાનાં દુઃખ એક વખતે, જ્યારે ત્યારે મહા પ્રલયકારી સ્વરૂપ ધારણ કરી મૂકશે."

અને ખરેખર આજે એ શબ્દે શબ્દ સાચો પડતો જણાય છે.

ક્રાન્તિયુગનું હિંદ આઝાદીને માર્ગે કૂચ કદમ કરી રહ્યું છે.

**"શીર જાવે તો જાવે,**
**પર આઝાદી ઘર આવે."**



# ભયંકર હત્યાકાંડમાં

વરસો વીત્યાં. યુરોપીય મહા યુદ્ધ થયું. દોઢ કરોડ હિંદીઓ હોમાઇ ગયા. હારવાની અણી ઉપર આવેલ બ્રિટિશ સરકારને મદદ આપી હિંદીઓએ રંગ રાખ્યો.

સરકારે કરેલા અત્યાચારો થોડીવાર માટે વિસરાયા. યુદ્ધની શાંતિ થતાં પાછી સરકાર જોર પર આવી. પંજાબ-સિંહ લાલાજીને અમેરિકામાંથી હિંદ આવવાની મનાઇ કરી. દેશના આગેવાનોને જેલમાં પૂરી દીધા.

હિંદીઓને નીચું ઘાલવું પડે તેવો કાળો કાયદો સરકારે અમલમાં મૂક્યો. ગાંધીજીએ સત્યાગ્રહની લડત અમલમાં મૂકી.

મોતીલાલ મધ્યમ પક્ષના હતા; છતાં સરકારનાં કેટલાંક કામોથી અકળાઇ ગયા હતા. એમણે ધાર્યું કે કદાચ મારે પણ સત્યાગ્રહની લડતમાં જોડાવું પડે. પુત્ર જવાહર અને મોતીલાલ વચ્ચે વારંવાર કડક ચર્ચા ચાલે.

દેશને કેવી રીતે સ્વતંત્ર કરાય? પુત્ર ઉગ્ર ને ઉતાવળીઓ

હતો. પિતા વિચારક ને શાન્ત હતા. છતાં અંદરખાનેથી દેશ ખાતર ઝૂકી પડવાને તૈયારી કરી રહ્યા હતા.

જેલજીવનના અખતરા પોતે કરવા લાગ્યા. જેલમાં સુખકર પોચી પથારી ન મળે, જમીન ઉપર સૂવું પડે, માટે કેટલીક રાતો જમીન ઉપર સૂઇ જઇને સાચા સત્યાગ્રહીને શોભે એવી રીતે જિંદગી જીવવા લાગ્યા.

પંજાબમાં તા. ૬ઠ્ઠી માર્ચે સત્યાગ્રહદિનની ઉજવણી ઉજવાઇ. એ વખતે કેટલાક નેતાઓ ભેગા થયા. જલિયાનવાલા બાગમાં સભા રખાઇ. એ સભા ઉપર પંજાબના ગવર્નર સર માઇકલ ઓડવાયરે અને જનરલ ડાયરે ગોળીઓ ચલાવી.

લોહીની નીકો વહી. આપણા દેશી લોકો મગતરાંની જેમ માર્યા ગયા. ક્રૂર રાક્ષસી વર્તન વર્તાવ્યું. લોકોને પેટે ચલાવ્યા. કેટલાયને ઝાડ સાથે લટકાવી હાથપગમાં ખૂંટા માર્યા. ક્રૂર સત્તાએ ચાલે એટલું જોર કરી જોયું. ગરીબ–દુઃખી હિંદીઓ મોતને શરણ થયા!

જે થયું તે ઠીક જ થયું. આખો યે દેશ તૈયાર થઇ ગયો. દેશ અત્યાચારી સલ્તનતની ક્રૂરતા પીછાની શક્યો.

ગામેગામ ને શહેરેશહેર સભાઓ રખાઇ. નેતાઓએ છાતી ઠોકીને કકળતે દીલે આપણાં ભાઇબેનોનાં દુઃખો કહી સંભળાવ્યાં.

મોતીલાલજીએ સુંદર કામ કર્યું. સરકારની દમનનીતિ

જાહેરમાં મૂકી. વાઇસરૉયને તારથી સંદેશો મોકલ્યો: "રાજકારભારીઓએ હિંદના આ હત્યાકાંડનો જવાબ આપવો પડશે."

તા. ૧૭ સપ્ટેમ્બર ૧૯૧૯ને દિને અલ્લાહાબાદમાં મળેલી હત્યાકાંડ સભામાં પંડિતજીએ કહ્યું કે "હિંદે બ્રિટિશ સરકારને યુદ્ધમાં મદદ કરી એ કૃતઘ્નતાનો બદલો ઠીક ઠીક આપવા માંડ્યો છે! એમણે આપણાં બાવીસ હજાર બાળકો, સ્ત્રીઓ અને પુરુષો ઉપર ગોળીઓ ચલાવી ઠીક કૃતઘ્નતા બતાવી છે! હું સરકારને ચેતવણી આપું છું કે નોકરશાહી પોતાનાં આવાં બૂરાં કામોથી પોતાને લજ્જિત કરી રહી છે.

"મારે કહેવું પડે છે કે સરકાર પોતાની છાયા નીચેની રૈયત ઉપર જે અત્યાચાર કરી રહી છે, તે તેણે જલદીથી બંધ કરી દેવા પડશે. અને હિંદીઓના જન્મસિદ્ધ હક્કો તરત જ આપી દેવા પડશે. હથિયાર વગરનાં માણસો ઉપર હથિયાર ચલાવવાં એ તો બાયલાઓનું કામ છે. સાચો શૂરવીર એ કામ ન કરે."

આ જલિયાનવાલા બાગની કતલથી ખરેખર બ્રિટિશ સલ્તનત સામે પ્રજા રોષે ભરાઇ. રાજાપ્રજા વચ્ચેના પ્રેમભાવ જતા રહ્યા. એકમેક તરફ શંકાની નજર ઊભી થઇ.



# અમૃતસરની મહાસભામાં

સરકારના કાન ઊઘડી જાય તેવી અરજો થઇ. સરકારે એક કમિટી નીમી. એ કમિટીમાં હંટર આગેવાન હતો. મહાસભાએ પોતાના તરફથી એક કમિટી નીમી. એમાં મોતીલાલજી, ગાંધીજી, દેશબંધુ દાસ, અબ્બાસ સાહેબ, ફઝલુલ હક્ક અને સંતાનમ હતા.

તપાસને કામે મોતીલાલજીને ખૂબ જાણવાનું–જોવાનું મળ્યું. અનેક દુઃખીઓની–પીડાએલાંઓની જુબાનીઓ લેવાઇ. જુબાનીઓ ઉપરથી આખો રીપોર્ટ તૈયાર થયો. પ્રજાને જનરલ ડાયરનાં કામોની સાચી માહિતી મળી. રીપોર્ટ વાંચી સલ્તનતે આંખ આડા કાન કર્યા.

ડાયર કે જેણે આપણા હિંદીઓને દુઃખ દેવામાં બાકી રાખી નહોતી તેને સરકારે પેન્સન બાંધી આપ્યું. એ પેન્સનનો ખર્ચ હિંદી તિજોરીમાંથી પડે. શી સરકારની નીતિ! આપણા દુશ્મનને પણ આપણા ઘરમાંથી દૂધ પાય.

વર્તમાનપત્રો એટલે દેશનો અવાજ. પ્રજાનો અવાજ આગળ પહોંચાડે એવાં ગણ્યાંગાંઠ્યાં વર્તમાનપત્રો હતાં. સંયુક્ત પ્રાંતમાંથી ‘લીડર’ નામનું અંગ્રેજી છાપું નીકળતું. એ બિચારું પોતાની પીપુડી બજાવ્યે જતું હતું. ન સરકારની

તરફેણમાં લખે કે ન પ્રજાની તરફેણમાં. લોકોના કાન ખોલે—સાચી વાત સંભળાવે એવું એક પણ વર્તમાનપત્ર નહોતું.

મોતીલાલે એ ખોટ ભાગવા 'ઇન્ડીપેન્ડન્ટ' નામનું દૈનિક છાપું શરૂ કર્યું. એ જેમ તેમ ચાલ્યું. પંડિતજી જેલમાં જતાં તે પત્ર બંધ પડી ગયું.

× × ×

ઇ. સ. ૧૯૧૯માં અમૃતસરમાં મહાસભા મળી. એ સભાના પ્રમુખ તરીકે મોતીલાલજીનું નામ ચૂંટાયું.

આ કોંગ્રેસ ધામધૂમથી ભરાઇ હતી. આઠ હજાર ઉપરાંત પ્રતિનિધિઓ આવેલા અને બીજા દશેક હજાર જોનારા. ખેડૂતોનાં તો ધાડેધાડાં. કોંગ્રેસના સ્વાગત પ્રમુખ સ્વામીશ્રી શ્રદ્ધાનંદજી હતા. પંડિતજીએ અંગ્રેજીમાં ભાષણ કર્યું.

ભાષણમાં લશ્કરી કાયદો, હંટર કમિટી, હિંદુમુસલમાન એકતા, લોર્ડ ચેમ્સફર્ડની સુધારા સંબંધી વ્યવસ્થા, લશ્કરમાં હિંદીઓનું સ્થાન, ખિલાફત, પરદેશ પ્રવાસની અડચણો અને સ્વદેશીપ્રચાર એ ઉપર ખાસ બોલ્યા હતા.

હવે પોતે મધ્યમ માર્ગી મટી મહાસભાવાદી થયા હતા. તેથીજ પોતાના સાથીઓને મહાસભા તરફ ખેંચી રહ્યા હતા. તે કહેતા: "પંજાબનું લોહીટપકતું હૃદય તમને પોકારી રહ્યું છે કે મહાસભામાં જોડાઓ."

અને ખરેખર મોટા મોટા આગેવાનોનું ધ્યાન હવે મહાસભા તરફ ખેંચાયું હતું.



# દેશનો મામલો

ઇ. સ. ૧૯૧૯–૨૦ની સાલ. સરકાર થાકી ગઇ હતી. એણે જોરજુલમનો કોરડો હાથમાં લીધો હતો.

લોકોને ધડાધડ જેલમાં પૂરવા માંડયા હતા. આગેવાનોએ હૈયા-વરાળ બહાર કાઢવા માંડી હતી. સ્વદેશીનો પ્રચાર થઇ રહ્યો હતો.

હિંદી સરકાર થાય એટલું જોર કરી રહી હતી. જેલોમાં કીડીઓની જેમ માનવમેદની ઉભરાતી હતી.

યુરોપનું વાતાવરણ પણ ગંભીર બન્યું હતું. ટર્કીને હોઇયાં કરી જવા બ્રિટિશ સલ્તનત ડોળા ફાડી રહી હતી. આથી મુસલમાનો પણ રોષે ભરાયા હતા.

તમામ હિંદીઓ સલ્તનત વિરુદ્ધ થઇ ગયા હતા.

કલકત્તામાં મહાસભા મળેલી. એના પ્રમુખ લાલાજી હતા. એમના પ્રમુખપણા નીચે અસહકારની યોજના પસાર થઇ. સૌએ એને વધાવી લીધી.

આ અસહકાર એટલે પરદેશીને રાજ્ય ચલાવવામાં

મદદ કરવી એ શરમભરેલું છે એ ભાવના, આઝાદીને આમંત્રણ અને ગુલામીને દફન કરવાની તૈયારી.

આખો દેશ અસહકારના વાતાવરણમાં ડૂબ્યો હતો. ખાદી અને રેંટિયો ઘરેઘરને ખૂણે ગૂંજતો થઈ ગયો હતો. વિદેશનાં કાપડબજારો નરમઘેંશ થઈ ગયાં હતાં.

શહેરે શહેર ને ગામડે ગામડે વિદેશી કાપડની જંગી હોળીઓ સળગી રહી હતી.

વિદ્યાર્થીઓએ સરકારી કોલેજો ને શાળાઓ છોડી હતી. એમને ખરેખર લાગ્યું હતું કે સરકારી શિક્ષણ આપણને ગુલામીનું શિક્ષણ આપે છે. એ તો નોકરો પેદા કરવાનાં કારખાનાં છે–ગુલામખાનાં છે. એને છોડયે જ છૂટકો. હવે આપણને રાષ્ટ્રીય શિક્ષણ–સ્વતંત્રતાનું શિક્ષણ મળવું જોઈએ. આથી શાળા-પાઠશાળામાં રાષ્ટ્રીય ભાવનાઓ ખીલવા માંડી. એને પ્રતાપે નિત્ય નિત્ય નવી નવી રાષ્ટ્રીય શાળાઓ ખુલવા માંડી. રાષ્ટ્રગાનોથી ગામડાં ને શહેરો ગાજી ઊઠ્યાં.

કચેરીઓ–અદાલતોનો બહિષ્કાર કરાતો હતો. સરકાર દિગ્મૂઢ બની ગઈ હતી.

જે કાપડીઆઓ પરદેશી કાપડની વખારો ભરીને બેઠા હતા તેમનું એ કાપડ વખારોમાં સડતું હતું. કોઈ એને માગતું નહિ. સેંકડો સ્વયંસેવકો દેશના આઝાદી જંગમાં ઝૂકી પડ્યા હતા.

સરકારી અન્યાય સામે મોરચા મંડાયા હતા. લોકોના કાન ઊઘડી જાય એવી રીતે મહાત્મા ગાંધીજીએ ભાષણો

આપ્યાં હતાં. આપણા ખેતરોમાં પાકેલો કપાસ પરદેશ ચઢે, ત્યાંથી તૈયાર થઇ પાછો ફરે. એજ માલના આપણી પાસે પુષ્કળ પૈસા લેવાય છે. આ ચોખ્ખી વાત એમણે લોકોને સમજાવી દીધી. વિદેશી કાપડનો બહિષ્કાર પૂર્ણ જોસમાં ચાલ્યો.

કંઇક વકીલોએ વકીલાત છોડી. હાકલ પડે ત્યારે સાચા શૂરવીર વિચાર કરવા ઊભા રહે ખરા કે? એ તો ઝૂકીને જંગ ખેલે.

મોતીલાલજીએ વકીલાતને ઠોકર મારી. લાખોની પેદાશને લાત મારી અને અસહકારમાં જોડાયા.

લોકો તો એમના આ જોડાણથી અજાયબીમાં પડ્યા. દરરોજની હજારોની આવકને લાત મારી દેશ ખાતર મંડી પડવું એ કંઇ ઓછો ત્યાગ છે!

મોતીલાલ ત્યાગવીર હતા. એમણે પોતાનાં હજારો રૂપિયા ખરચીને તૈયાર કરાવેલાં કપડાંની હોળી કરી.

ખાદીને પહેરી લીધી. રાજા મહારાજા જેવી રહેણીને ફગાવી દઇ સાદું સૈનિક જીવન જીવવા માંડ્યું.

અમીરીમાંથી ફકીરી સ્વીકારી.



# વડી ધારાસભામાં

લોકોએ સરકારી હોદ્દા છોડ્યા. નોકરીઓને લાત મારી. સરકાર સાથેનો સંબંધ તોડ્યો. આથી સલ્તનત જોર પર આવી. કારણ કે પ્રજાનાં દુઃખ જાહેર કરનાર સંસ્થાઓમાંથી પ્રજા પક્ષના માણસો ઓછા થયા એટલે સરકાર પક્ષને અટકાવનારું કોઇ રહ્યું નહિ.

આગેવાનોએ આ બાબત વિચાર કર્યો. હિંદુ મુસલમાન કોમો પોતપોતાનું અલગ મંડળ જમાવી બેઠી. હિંદુ પાર્ટી—મુસલમાન પાર્ટી આમ ભાગ પડ્યા.

વડી ધારાસભાના સભાસદોની ચૂંટણી થવાનો સમય આવ્યો. મોતીલાલજીએ વડી ધારાસભામાં મહાસભા પક્ષ તરફથી ચૂંટાવાની તૈયારી કરી અને ચૂંટાયા પણ ખરા. આથી ખળભળાટ થયો. ચૂસ્ત મહાસભાવાદીઓએ જરા બૂમાટો કર્યો. તેમને પંડિતજીએ જણાવ્યું કે "વડી ધારાસભા એટલે હિંદની પ્રજાની મોટામાં મોટી સત્તાને દોરનારી મંડળી. એમાંથી પસાર થતા કાયદાનો અમલ આપણા ઉપર થવાનો. સરકાર એના માણસો વડે ખોટા ખરા ઠરાવો પસાર કરશે અને તેનો અમલ કરશે તો આપણે

પીડાઇશું. સાચો રસ્તો તો એ છે કે આપણે વડી ધારાસભામાં જોડાઇ થતા બૂરા કાયદાઓને પસાર જ ન થવા દેવા.”

પંડિતજીએ વડી ધારાસભામાં સુંદર કામ કરી બતાવ્યું. ઇ. સ. ૧૯૨૮ના સાઇમન કમિશનના બહિષ્કારનો ઠરાવ એમનીજ કુશળતાથી પસાર થઇ ગયો હતો. પરદેશમાં આપણા દેશની સાચી વાતો એમનાજ પ્રભાવ વડે જાહેરમાં મૂકાઇ હતી.

સને ૧૯૨૮માં ફરીથી પંડિતજી મહાસભાના પ્રમુખપદે ચૂંટાયા. બાદશાહી માન મળ્યું. આ વખતે એમણે ‘સંપૂર્ણ સ્વરાજ્ય’ની હાકલ કરી. સાઇમન કમિશન બહિષ્કારનું કામ પૂર્ણ જોમમાં ચલાવ્યું. શહેરે શહેરથી ‘સાઇમન સાતડી પાછી જા’ના પોકારો થયા. પરદેશથી આવેલો સાઇમન ખુશામતખોરોની ખુશામતનો ભોગ થઇ પડ્યો. એ તો પોતાને–પોતાના દેશને હીણું ન લાગે એવું એવું ખોટુંખરું લખી ગયો. મોતીલાલે એ બધી વાતો જાહેરમાં મૂકી.

સાઇમન કમિશન આવ્યું ને ગયું. પણ એણે જે કામ કરવાનું હતું તે કામ તો પ્રજાએજ કરવું જોઇએ.

ખરેખર પ્રજાની આંખ મોતીલાલજી ઉપર હતીજ. એમણે એક કમિટી નીમી. મુખ્ય કામ મોતીલાલજીને માથે પડ્યું. એ એમણે ખૂબ કાળજીપૂર્વક કર્યું. મોતીલાલજીએ એક રીપોર્ટ તૈયાર કર્યો. એને ‘નેહરૂ રીપોર્ટ’ કહે છે. એમાં મુખ્ય દશેક મુદ્દા હતા. રીપોર્ટ ખૂબ વખણાયો.

જુદાં જુદાં વર્તમાનપત્રોએ ખૂબ ખૂબ લખ્યું.

યંગ ઇંડિયા, સ્ટેટ્સમેન અને બીજાં આગેવાન પત્રોએ આવકાર આપ્યો.

"પાછલા કેટલાક મહિનાથી જે વિકટ પ્રશ્ન ગભરાવતો હતો તેનો ઉકેલ નેહરૂ રીપોર્ટથી આવી જશે" એમ ભાખ્યું.

રીપોર્ટમાં સિંધ પ્રાંત ને મુંબઇ ઇલાકાથી છૂટો પાડવાની ભલામણ કરી હતી. તે ભલામણ પ્રમાણે કે બીજા કોઇ કારણે અત્યારે સિંધ પ્રાંત મુંબાઇ ઇલાકાથી જુદો પાડવામાં આવ્યો છે. સરકારે એમાં ડહાપણ વાપર્યું છે.



## ૧૦

# નૈનીની જેલમાં

તા. ૨૬ જાન્યુઆરી ૧૯૩૦ એટલે 'પૂર્ણ સ્વરાજ્ય દિન.' આ દિવસ હિંદ અને હિંદીઓ માટે અજબ હતો. મહાત્માજીએ સવિનય ભંગની શરતો પ્રજા આગળ મૂકી. એમાં ૧૧ શરતો હતી.

મહાત્માજીએ લોર્ડ ઇરવિનને પોતાની એ શરતોથી વાકેફ કર્યા હતા.

સમય કટોકટીનો હતો. આ વખતે મોતીલાલજીએ

પોતાનું અલ્લાહાબાદનું આલિશાન મકાન રાષ્ટ્રને અર્પણ કરી દીધું. 'આનંદ ભવન'નું નામ 'સ્વરાજ્ય ભવન' રખાયું. મહાસભાના અધિકારીઓને એ સોંપાયું.

ગાંધીજીએ મીઠાનો કાયદો તોડવાને દાંડીકૂચની જાહેરાત કાઢી. સ્વયંસેવકદળની માગણી કરી. દેશ તૈયાર હતો. નેહરૂ કુટુંબમાંથી જવાહરનાં પત્ની કમલા ને બેન કૃષ્ણાકુમારી દેશની લડતમાં જોડાઇ ગયાં હતાં. એ બંને પુરુષ-પોશાક પહેરી, સૈનિકની તાલીમ કવાયત શીખી રહ્યાં હતાં.

મીઠું ને પરદેશી કાપડ બહિષ્કાર ઉપર ઠીક ઠીક કામ થઇ રહ્યું હતું. સરકારી દમામ ભારે હતો. જ્યાં ત્યાં લાઠીમાર અને સ્વયંસેવકો ઉપર ઘોડા દોડાવ્યાની વાતો વર્તમાનપત્રોમાં છપાતી હતી.

મોતીલાલજી આખા કુટુંબને લઇને મુંબઇ આવ્યા. મુંબઇની પ્રજાએ ભારે સ્વાગત કર્યું. દેશનો તડામાર મામલો જોઇ વધુ રચનાત્મક કામ કરવા મોતીલાલજી પાછા ફરતા હતા, એટલામાં તેમને સરકારે પકડ્યા. સાથે સૈયદ મહમુદ હતા તેમને પણ લીધા.

મોતીલાલજીએ પૂછ્યું, "અમને કયા બહાને પકડવામાં આવે છે?"

સરકારે જણાવ્યું, "મહાસભાની કાર્યવાહક સમિતિ ગેરકાયદે છે. તેના પ્રમુખ તરીકે તમને અને મંત્રી તરીકે સૈયદ મહમુદને પકડવામાં આવે છે."

છ છ મહિનાની સજા થઇ. પ્રમુખનું તો બહાનું હતું.

સરકારની આંખમાં તો એ ખૂંચ્યું હતું કે મોતીલાલજીએ એક નિવેદન બહાર પાડયું હતું. "જ્યારે બિન લશ્કરી વસતિ ઉપર ગોળી છોડવામાં આવે ત્યારે લશ્કરના કે પોલિસના સિપાઇની શી શી ફરજો છે," એ એમાં જણાવ્યું હતું.

મુંબઇના કામથી થાકયાપાકયા આરામ લેવા પાછા ફરતા મોતીલાલજીને નૈનીની જેલમાં મોકલવામાં આવ્યા, જ્યાં પુત્ર જવાહરને પણ કેદ પૂરવામાં આવ્યા હતા. આમ દેશ ખાતર પિતાપુત્ર એકજ જેલમાં, એકજ સલ્તનતના હાથે સંડોવાયા.



## ૧૧

## વીરતાના પડકાર

જેલમાં મોતીલાલજીની તબિયત બગડવા લાગી. કારણ નાનકડી ચાર કોટડીઓમાં ચાર જણ રહેતા. તેમાંય કોટડીઓ ઉપરનું છાજ ખૂબ નવાઇ ઉપજાવે એવું હતું. ચોમાસાનું સઘળું પાણી બરાબર પથારીમાંજ એકઠું થતું. હમેશની મુશ્કેલી ઉભી રહેતી.

જેમ તેમ છ માસ પૂરા થઇ ગયા. મોતીલાલજી જેલમાંથી બહાર આવ્યા.

દેશના ગંભીર મામલાથી ચેતીને બે શાંતિના દૂતો-

શ્રી. સપ્રુ અને શ્રી. જયકરે મહાત્માજીને મળીને સમાધાની કરાવવાને ઇચ્છયું. લાંબો પત્રવહેવાર કર્યો. પરિણામ કંઇ જ આવ્યું નહિ.

તબિયત સુધારવા મોતીલાલજી મસૂરી ગયા. કમલા અલ્લાહાબાદ મહાસભાના કામમાં મશ્ગુલ હતાં. સાથે સ્વરૂપરાણી અને બે બેનો હતી.

થોડા દહાડા વીત્યા. જવાહર જેલમાંથી છૂટયા. પિતાને મળવા મસૂરી ગયા. મસૂરીમાં આખું યે કુટુંબ ભેગું થયું. ઘર આનંદથી ગૂંજી ઊઠયું. એક નાનકડી ભાણેજે તો કમાલ કરેલી. એ તો રાષ્ટ્રધ્વજ હાથમાં લે ને ગાય:

'ઝંડા ઊંચા રહે હમારા.'

ખૂબ મજા આવે. પિતાની માંદગી હતી; છતાં અલ્લાહાબાદમાં ભરાનારી ખેડૂત પરિષદમાં ભાગ લેવા આખું કુટુંબ ઉપડયું.

સરકારી અમલદારોએ જવાહરનો પીછો પકડયો. પેલી ગોઝારી ૧૪૪મી કલમ અધારે પકડ્યા. ફરીથી નૈની જેલમાં મોકલી આપ્યા.

મોતીલાલજીને આની ખબર થઇ. સિંહ ગરજે તેમ એ ગરજી ઉઠયા, "બસ મારો નિર્ણય થઇ ગયો છે. હું હવે પથારીમાં પડી રહેવાનો નથી. હું હવે સાજો થઇ જવાનો છું. એક મર્દથી થાય તેટલું કામ કરવાનો છું અને માંદગીને વશ થવાનો નથી."

આ પડકાર એમના જેવા વીરને શોભે તેવોજ હતો. જુસ્સાથી ગળફામાં લોહી પડતું હતું એ અટકી ગયું. થોડા દિવસ માટે તબિયતમાં ફેરફાર જણાવા લાગ્યો.

પાછું દરદ ઉપડ્યું. દરિયાઇ સફર કરી હોય તો ઠીક એમ પુત્ર જવાહરને લાગ્યું, એટલે કલકત્તા મોકલ્યા. અહીંથી આગળ જવાની હિંમત ન ચાલી. સાતેક અઠવાડિયાં કલકત્તામાં રોકાયા. પાછા અલ્લાહાબાદ આવ્યા.

દરદ વધવા લાગ્યું. રાત ને દહાડો દેશના વિચારો કર્યાજ કરે. હવે શું કરવું? પ્રજા કઇ રીતે સુખી થાય? ખેડુતોની સ્થિતિ શા વડે સુધરે?

હિંદની આઝાદી માટે આપણે શું કરવું? ચિંતા અને રોગ ભેગાં થાય એટલે પીડા વધેજ ને?



## ૧૨

## અવસાન

નેહરૂ કુટુંબ દેશના આઝાદી જંગમાં ઝૂકયું હતું. જવાહરનાં પત્ની કમલાને તા. ૧ જાન્યુઆરી ૧૯૩૧ના રોજ સરકારે જેલમહેલનાં મહેમાન બનાવ્યાં.

કામથી થાકીને લોથ થઇ ગએલી. માંદગી આવી ગઇ હોય એવી એ જણાય. સરકારે એમને પકડયાં. એ વખતે

એક વર્તમાનપત્રવાળે કમલા નહેરૂ પાસે સંદેશો માગ્યો. એમણે વીર પત્નીને શોભે તેવા ઉમળકાથી આપ્યો. તે આ હતો:

"મારા પતિને પગલે જતાં મને ગર્વ ઉપજે છે અને પારાવાર સુખ થાય છે. મને આશા છે કે લોકો આપણો ઝંડો ફરકતો રાખશે."

કમલા પકડાયાના સમાચાર મોતીલાલજીને મળ્યા. તબિયત છેક લથડી ગઇ. પ્રખર દાકતરોએ ઇલાજો લેવા માંડયા. આમાં અહમદ અનસારી, બિધાનચંદ્ર રૉય અને જીવરાજ મહેતા મુખ્ય હતા. ત્રણેય જૂના મિત્રો હતા. મોતીલાલજી હમેશાં મશ્કરીમાં કહેતા કે આ ત્રણેયને મેં મારું શરીર સાચવવા માટે સોંપી દીધું છે.

ઘર–બંગલો 'સ્વરાજ્ય ભવન' તરીકે સોંપી દીધો હતો. સ્વદેશહિતેચ્છુઓ એમાં બેઠા બેઠા દેશ હિતનાં કામો કર્યે જતા હતા.

મહાત્માજી પણ આવેલા. એમને માંદગીને બિછાનેથી પંડિતજીએ કહ્યું કે "મહાત્માજી, હું તો હવે તુરતમાં ચાલ્યો. સ્વરાજ્ય જોવાનું મારા નસીબમાં નથી. પરંતુ હું જાણું છું કે તમે તો તે જીતી ચૂકયા છો, અને થોડા જ સમયમાં તે તમારા હાથમાં આવશે."

ખરેખર એમને પોતાની જીવનદોરી તૂટી જતી લાગી. હવે જીવી શકાશે નહિ એમ સ્પષ્ટ લાગ્યું.

આખી રાત ઊંઘ આવી નહિ. બીજે દિવસે પ્રભાતેજ એમનો આત્મા ઊડી ગયો.

ત્યાગવીર મોતીલાલજીના મૃત્યુ સમાચાર ઠેરઠેર છપાઇ ગયા. આખો દેશ રડ્યો.

અમીરીમાંથી ફકીરી સ્વીકારનાર સાચો હિંદી હીરો આમ સ્વર્ગે ગયો. એ ગોઝારો દિન તા. ૬–૨–૧૯૩૧નો.

આખર અવસ્થા હતી ત્યારે એમનાજ બંગલા 'સ્વરાજ ભવન'માં ચર્ચા ચાલી રહી હતી.

મરતાં મરતાં એ બોલ્યા, "હું રોગ સાથે લડીશ, મૃત્યુ સાથે લડીશ. જો મારું મૃત્યુ થવાનું હોય તો સ્વતંત્ર ભારતની ગોદમાં ભલે થાય. મને જીવનની છેલ્લી નિદ્રા ગુલામ દેશમાં નહિ, સ્વતંત્ર દેશમાં લેવા દો. ભારતના ભાગ્યનો નિર્ણય 'સ્વરાજ્ય ભવન'માં કરો અને મારી માતૃ-ભૂમિના ભાગ્યના છેવટના નિર્ણયમાં મને ભાગ લેવા દો."

કેવા આઝાદીના અનોખા વિચારો! કેવું અજબ મોત!

# • • કિશોર ચરિત્રમાળા • •

## ગુચ્છ પહેલો

૧. ટોમસ આલ્વા એડિસન
૨. એન્ડ્રુ કાર્નેગી
૩. બેન્જામિન ફ્રાંકલિન
૪. જેમ્સ ગાર્ફિલ્ડ
૫. અબ્રાહમ લિંકન
૬. જ્યોર્જ વોશિંગ્ટન
૭. હેનરી ફોસેટ
૮. બૂકર ટી. વૉશિંગ્ટન
૯. કાઉન્ટ લીઓ ટોલ્સ્ટોય
૧૦. ગેરીબાલ્ડી
૧૧. વિલિયમ ટેલ
૧૨. હેનરી ફોર્ડ

*

## ગુચ્છ બીજો

૧. રણછોડલાલ છોટાલાલ
૨. દાદાભાઈ નવરોજજી
૩. દયાનંદ સરસ્વતી
૪. કરસનદાસ મૂળજી
૫. કવિ નર્મદ
૬. જયકૃષ્ણભાઈ
૭. ઝંડુ ભટ્ટજી
૮. જમસેદજી ટાટા
૯. બહેરામજી મલબારી
૧૦. અબ્બાસ તૈયબજી
૧૧. નારાયણ હેમચંદ્ર
૧૨. અમૃતલાલ પઢિયાર

*

## ગુચ્છ ત્રીજો

૧. રાજા રામમોહનરાય
૨. ઈશ્વરચન્દ્ર વિદ્યાસાગર
૩. મહાદેવ ગોવિંદ રાનડે
૪. સર ફિરોજશાહ મહેતા
૫. સર સુરેન્દ્રનાથ બેનરજી
૬. લોકમાન્ય ટિળક
૭. સ્વામી શ્રદ્ધાનંદ
૮. સર જગદીશચન્દ્ર બોઝ
૯. પંડિત મોતીલાલ નેહરૂ
૧૦. લાલા લાજપતરાય
૧૧. ગોપાળ કૃષ્ણ ગોખલે
૧૨. દેશબંધુ દાસ

*

વીર વિઠ્ઠલભાઈ રૂા. ૦–૨–૦
કુમારી હેલન કેલર રૂા. ૦–૨–૦
મોતીભાઈ અમીન રૂા. ૦–૨–૦

**દરેક ગુચ્છનાં બાર પુસ્તકોની કિંમત રૂા. ૧–૮–૦**

**મેળવવા માટે લખો:**
(૧) મંત્રી, ચરોતર એજ્યુકેશન સોસાયટી, **આણંદ**
(૨) મંત્રી, પુસ્તકાલય સ. સ. મંડળ લિ., **વડોદરા**